છેદેભેદે=ભાગે તોડે
કોટ=ગઢ
નિજ=પોતાની
તસ્કરનો=ચોરનો
પાસ=પાસેના
ત્રાગ=શોક
ધૂવે=ધોળ નાંખે
મેહ=વરસાદ
ધકાવે=ખેંચે
પ્રોઢ=મોટી
ઉપજે=થાય
રચીએ=બનાવીએ
માનવી=માણુસ
ઠામે=ઠેકાણે
સૌ=બધા

**પાઠ ૧૨૦ મો**

ચોખ્ખોવેહેવાર-સાચી લેવડ દેવડ
ખરીદ-વેચાતું લેવું તે
પ્રકારે-રીતે
માપ-ભરત
કસર-ખામી
સુલમાં-કિમતમાં, ભાવમાં
સાટું-ઠરાવ
શરત-બોલી, ઠરાવ, કરાર
દામ-પૈસા
ઉંધી-ખોટી, અવળી
ગરજ-પરવા, ઓશીઆળ

**પાઠ ૧૨૧ મો**

વાજબી=ખરૂં
ભરૂસો=વિશ્વાસ
મનવાળવું=સંતોષ સખવો
બલા=પાપ
ગેરવાજબી=અણઘટતું
ન્યાલ=પૈસાદાર
અધર્મ=પાપ
ઉઘાડો=જાહેર
વક્કર=બોજ વહેવાર ભોભો
દંડ=શિક્ષા
બચ્યો=ઉગર્યો
અંતે=છેવટે
જે=જય સારૂં
ખે=નાશ
સોદો=માલ

**પાઠ ૧૨૨ મો**

વિના=વગર
આપનો=પોતાનો
ટેકવાળા=નિયમવાળા
બોલીવાળે=બોલીજાય
બોલ=વચન
પાળે=પાળી શકાય
ટેવ=લક્ષણ
નઠારો=ખરાબ
પુગે=પુગેપુરો
નરો=પુરૂષો
બોલ=વચન
ઘટે=ઓછી થાય
તોલ=આબરૂ
ભરોંસો=વિશ્વાસ
વેણ=વચન
અરે=હે!
શોક=દીલગીરી
ફરે=મનમાં
જાશો=જવાદેશો
કશો=કાંઇપણ
આણું=લાવું
ધીર=ધીરજ
નાણું=પૈસો
ન=નહીં
ધરો=રાખો
ધારી=લાવી
સુણ્યા=સાંભળ્યા
વેણમાં=વચન પાળવામાં
શરવીરો=બહાદુર માણસ
અનાદિ=જુનો,અસલનો
લાજ=આબરૂ
સત્યવાદી=સાચું બોલનાર
લાભકારી=ફાયદાવાળી
કહે તે કરે=બોલે તે પાળે
ખોટો=નઠારો
માનવી=માણસ

માન=આબરૂ
ખુએ=ખોઇ નાંખે
ઉતારી=ઓછું કરી
ચર્ણ=પગ
લહે=લે
બકે=લવે
હાટે=કરડે
ઉપમા=સરખાવવું
લજ્યા=લાજ
લબાડી=બકનાર, બોલી ને નહી પાળનાર
જોમ=લાયક
વારી=વખત
સરે=થાય
ઉપજે=થાય
રંગે=રાતે
લાભ=ફાયદો
ભલા=સારા
બારી=ઘણો
કેણ=વચન
ફરી=જંપો
રૂડાં=સારાં
શક્તિ=બળ
ઉંચા ઠામે=સારે ઠેકાણે
છંદ=કવિતા
કાચી=ઓછી
રચ્યા=બનાવ્યા

**પાઠ ૧૨૩ મો**

લાલચ=આશા
કેરીનાદહાડા=કેરીની મોસમ રતું
ઝુમી=લટી, નમી
દહસળકી=ખાવાનું મન થયું
સાખીઆં=સાખપરથી પડેલી કેરી
સ્વાદીષ્ટ=સારાં
માલિક=ધણી
ધીમે ધીમે=હળવે હળવે
વિસાત=માલ
લસ્યાયો=શોભાયો
ખોસ=તાણ
શરમ=ભોંઠપ
પસ્તાયો=અફસોસ આયો
મોટામનનો=ઉદાર
એકલપેટો=પોતાના પેટનું તાકનાર

**પાઠ ૧૨૪ મો**

માઠું=ખોટું ભુંડું નઠારૂં
ક્ષમા=માફ
અણબનાવ=કુસંપ
સાલસ=સારા
જીભ કે હાથ હલાવે=ગાળો દે કે મારે
વીલો=ઝાંખો ભોંઠો
પસ્તાય=અફસોસ કરે
અદાલત=દાઝ, ખાર
નુકસાન=ગેરફાયદો
ન્યાય=ઇનસાફ
ટંટો=કજીઓ
પતાવી=ચુકાવી
કમનશીબ=દુર્ભાગી નઠારા નસીબવાળો
નિર્ધન=ગરીબ પૈસા વગરનો
નીચ=હલકો
નિર્દય=પાપી
અમથા=ખોટા જુઠા
ચોપડી=દઇ
જીભાજી=નઠારીબેઅદબી
ધમકી=બીક
ધ્યાન=મન નજર

**પાઠ ૧૨૫ મો**

પછવાડે=વાંસે, પાછળ
ખાતર=ઘાસછાણ વગેરેનો કોહેલો કચરો
ગોઠવણ=ઠીક ઠાક
નિત્યની=હમેશની
ઉછેર્યો=મોટો કર્યો
દિલ=મન
ખાટુ=ભેદ ઉપજે એવું
ઉમેદ=હોંશ
ભંગ=નાશ
જોમમાં=બળમાં
સજા=શિક્ષા
નિયમ=ટેક
યાદ=હૈયે

કઠણ=મુશ્કેલ
સગાવ્યો=દબાવ્યો

**પાઠ ૧૨૬ મો**

ચોળાચળ=લપ. પંચાત
રોપ્યા=વાવ્યા
ઠીકઠાઠ=બરાબર
ભૂંડાએ=નઠારાએ
કઠણ=આકરી
રૂડી=સારી
હરખાયો=રાજી થયો
મગન=ખુશી
ગાંઠવાળી=નકી કર્યું
વિસાત=માલ
સામુ=ઉલટું
વેગળો=છેટો, આઘો
ઓચિંતા=અચાનક અજાણે
એકઠા=ભેગા
ટટુ=નાનું ઘોડું
લગામ=ચોકડું
પાડ=ઉપકાર
કાળના=મોતના
મોઢામાંથી=પંજામાંથી
મરણતોલ=મુવાબરોબર
અવસ્થા=હાલત
ઝળઝળીઆં=આંસુ

**પાઠ ૧૨૭ મો**

રહેણી=ચાલ
ભલામણ=સારો અભિપ્રાય
ચાકર=નોકર, વાણોતર
ગુમાસ્તો=મુનીમ
અબઘડી=હમણાં
મીઠાસથી=ભલાઇથી
ખરેખરી=સાચેસાચી
મરજી=ઇચ્છા
નીચુ જોવાનું=શરમાવાનું
કાયર=હેરાન, કંટાળવું
શરત=ઠરાવ
ખોટા=જૂઠા
આચરણ=લક્ષણ
ખોટા=જુઠા
સુધારવા=સારા થવા
વાતપૂછજો=ખાત્રીકરજો
ધટારત=લાયક

**પાઠ ૧૨૮ મો**

પરઠણ=કરાર ઠરાવ
બોલીએ=શરતે
છો=ભલે
બલા=લપ
લક્ષણ=ટેવ
તજ્યા=છોડી દીધા
જાન=નુકશાન
બદલો=સાટું
સામર્થ્ય=શક્તિ બળ
શરમ=લાજ. ભોંઠપ
ચેન=ગોઠવણ ઠીક
ગભરાયાજેવો=રોવાજેવો મુઝાયા જેવો
હૈયુ=મન
ટાઢકવળશે=ઠીક થશે
ગળતેગળતેસાદે=ગરીબાઇથી
ખટપટ=તરખડ
ટેવ=લક્ષણ
વય=ઉમર
ભાવ=શ્રધા, આકીન
ખરામનથી-સાચાદીલથી
અપરાધ=ગુના

**પાઠ ૧૨૯ મો**

અહો=હે !
દેવ=પરમેશ્વર
પ્યારો=વાહાલો
આનંદ=હરખ
સદા-હમેશાં
પ્રાણથી=જીવથી
કૃપાનાથ=કૃપાવાળાધણી
દાસ=ચાકર
પૂર્ણ=પૂરો
અત્યંત=ઘણો
મહાકષ્ટ=મોટું દુઃખ
પુરો-પુરેપુરો
છેક-ઘણો
દિસો-દેખાઓ
આપની-તમારી
બુરો-નઠારો
પાપી=પાપ કરનારો

તથાપી=તોપણ
છાપ=નિશાની
પ્રાણી=જીવ
દયાવંત=દયાવાળા
છુટે=જાય
છાપો=કરો
કથા=વાત
કાચો=ખાલી
વૃથા=ફોગટ
શિરે=માથે
વાદ=તકરાર
થાપો=મૂકો
સમે=વખતે
બન્યો=થયો
આરામ=નિરાંત
બાળ=બાળક
સંતાપ=દુઃખ
શ્રેષ્ટબાપો=મોટાબાપ
આપદા=દુઃખ
સિંધુથકી=દરિયાથી
ઉગારો=બચાવો
સદ્ય=તરત, ઝટ
પ્રલે=નાશ
શોક=દીલગીરી
તારો=ઉતારો
સર્વ=બધા
સર્વથા=બધે ઠેકાણે
કૃપાળુપણે=મહેરબાની
  ની રીતે

સર્વદા=હમેશાં
સંકટે=દુઃખે
વિના=શિવાય
શુદ્ધ=ખ બ્રાળ
સાય=મદદ
વિલાપો=પોકાર
ધરૂં=લાવું, રાખું
આપઆગે=તમારા આ
  ગળ
અંતરે=મનમાં
દીન=ગરીબ
માફ=ક્ષમા
ભણું=બોલું
ભાખા=વચન
માપો=ગણો, ભરો
વડો=મોટો
વારે=મદદે
કશો=કાંઇપણ
વેગ=જુસ્સો
શોક=દીલગીરી
કલેશથી=કજીયાથી
ચડો=આવો
દ્રષ્ટિ=નજર
ફળાપો=બળાપો
કષ્ટનષ્ટાષ્ટક=દુઃખનાશ
  પામે એવા આઠછંદ
પ્રાર્થના=સેવા
સરે=થાય
થીર=ખસે નહિ તેવું

પ્રેમ=હેત
અર્થ=કામ
ઠામ=ઠેકાણું
પ્રાણી=માણુસ
આણી=લાવી
સર્વે=બધાં
રચ્યાં=બનાવ્યાં

**પાઠ ૧૩૦ મો**

ઓટલે=ચોરે
ધરડુપાન=ઘણો ધરડો
છેટેથી=આધેથી
છેક=ઘણો
કલ્યાણ=સારૂં
બહોળાવસ્તારી=ઝાઝા
  માણુસો
કોઠારૂં=વખાર, કોઠ
કને=પાસે
વડી=મોડી
ધાંટો=સાદ
યાદ=હૈયે
અકલની=બુદ્ધીની
દૈત્યની=રાક્ષસની

**પાઠ ૧૩૧ મો**

અગણોતરા=અગણોતેર
  ની સાલમાં (૬૯)
રાચરચીલું=જણસભાવ
વખાનામાર્યા=દુખના
  માર્યા
પરમુલક=બીજે ગામ

ડામાડોળ=ડુબતા
વાટે=રસ્તે .
વાવાઝોડું=પવનનુંતોફાન
બચાવ=કિનારે
અથડાઇને=અટકાઇને
વસ્તી=માણસ
બહોળી=ઝાઝી
દમડી=પાઇ
ઓજાર=હથિઆર
અડચણ=હરકત
ચમત્કારી=નવાઇની
રમુજ=મજા
ખેંચાઇને=ચંપાઇને
બિહામણું=ભયંકર બી
ક લાગે તેવું
નિહાળીને=તપાસીને
ગરક=છક
ગમ=સામુ, બાજુ
મીઠી=સારી

પાઠ ૧૩૨ મો

ભલમનસાઇ=ભલાઇ
પીઠપર=વાંસાપર
પલાણ=બેસવાનું
સપાટાબંધ=એકદમ
ફાળ=ધ્રાસકો
હોઇઆંકરીજશે=ખાઇ
જશે.
ફીકર=ઉચાટ, ચિંતા
પુછપરછ=પુછઆછ
પગોઠાં=અંગોઠા
દરકાર=પરવા

પાઠ ૧૩૩ મો

શરદી=ભેજ
રાનમાં=જંગલમાં
સ્વાધીનકર્યું=સોંપ્યું
સુંદર=સારો,શોભાયમાન
ચુકાવી=પતાવી
કાલાવાલા=આજીજી

પાઠ ૧૩૪ મો

જૂજ=થોડી
ભેટ=બક્ષીસ
ચાહતો=ઇચ્છતો
અલમસ્ત=જોરાવર
મસ્તાન=જબરા
વળવાનું=થવાનું
ઉદકપ્રવાહ=પાણીનુંવહેતું
વસેછે=રહેછે
મેળાપ=ભેગાથવું
જવલ્લે=કોઇકવખતે
તળેટીમાં=ભોંયમાં
ભમતું=રખડતું
ઘુમરાણ=રાડેરાડ, તોફાન
સંતાપેછે=દુઃખદેછે

પાઠ ૧૩૫ મો

ચર્ચા=હકીકત
ઓળા=પડછાયા
તપાશી=ધારાને
પારદર્શક=આરપારદેખા
ય તેવું
સદ=ખબ વાવટો
ડર=બીક
વાતપ્રવાહ=પવનનો સ
પાટો.
ચીંથરૂં=ભઠાંછું
અચંબો=નવાઇ
મશ્કરી=હાંસી
ધનધન=વાહવાહ
સરખાવી=મેળવી, મુકા
બલો કરી
મગતરા=તણખલા
મુકામ=રહેવાનું
ચપટીવારમાં=થોડા વ
ખતમાં

પાઠ ૧૩૬ મો

સટદઇને=ઝટદઇને
ખોમાં=ખાડામાં બખો
લમાં
પોતીકા=પોતાના
તરાપો=પાટીઆનું પલાણ
ઝડપથી=ઉતાવળથી
સડસડાટ=એકદમ
જીકર=માથાકુટ, જક
કજીઓ=તકરાર
બડબડતો=લવલવતો
ટાઢો=નરમ, શાંત
સમરી=સુધારી
અનેકપ્રકારનું=ઘણી જા

તનું
વૈભવ=મજા, સુખસા
યબી
પાઠ ૧૩૭ મો
ટોળું=જથ્થો
ભાળ=ખબર
ઉષ્ણુતાઇ=ગરમી
છાતીવાળો-હીંમતવાળો
વીગતવાર=તમામ હ
કીકત
ગણતીમાં=લેખામાં ગ
ણતરીમાં
ઉલટો=જુદો
પિમાસણ=પસ્તાવા
ખુલાસો=વાત
શકિત=સત્તા, બળ
પાઠ ૧૩૮ મો
ધાતુ=લોઢું પીતળતાંબુ
સજ્જડ=મજબુત
વેલા=દુ:ખ
વરાળીઓ=વરાળની શ
કિત
પાઠ ૧૩૯ મો
દોલતવાળા=ધનવાન,
પૈસાવાળા
ધન્યછે=શાબાશ છે
નવરા=કામ વગરના
સસ્તી=સોંઘી
મનસુબો=વિચાર

પસારીશ=પહોળીકરીશ
પાઠ ૧૪૦ મો.
બાથ બાથા=બાઝંબાઝા
કામેલગાડવી=ઉપયોગ
માં લાવવી
પાઠ ૧૪૧ મો
પવનચક્કી=પવનથી ફરે
તેવો સંચો
લક્ષ=મન
મજેની=સારી
મણા=ખામી
આગ્રહ=તાણ
પાઠ ૧૪૨ મો.
મહિમા=મોટાઈ
હરી=પરમેશ્વર
વિરલો=કોઈકજ
બાળપણમાં=નાનપણમાં
હેતે=હોંશથી
ધરાવેછે=રાખેછે.
વનિતાઓ=સ્ત્રીઓ
રણછોડ=દેવુંછોડનાર
પાસ=સાથે પાસે
ખોડ=ખામી ચુક
સુરજી=સુરજના
જસું=જેવું
દેખે=ભાળે
પેર=રીત જેવાં
કશું=કાંઈપણ
કડવી=નઠારી

દામ=પૈસો
સુખમલ=સુખવાળો
પુંઠ=પાછળ
પાસ=પાસે
દાવાનળ=ત્રણુજ
પલાણ=ઠીંગાએલું
મંગળ=કલ્યાણ
પેર=રીત
ભાર=બોજો
ઉપડે=ઉચકાય
પનોતો=પરિવારવાળો
સુત્ર=સુતર
પુત્ર=છોકરો
ધનપાળ=પૈસાદાર
સેવે=રાખે
ધરણીધર=પૃથ્વી ધરનાર
સાર=સારાં
બોલ=વચન
ભાર બોજો
ઘેલાં=ગાંડાં
તોલ=વજન
ભલો=સારો
ભુલાવા ચુકાવવા
ભીખ=ભીક્ષા
સંતોષ=આનંદી
શીખ=શીખામણ
પ્રતાપ=જાણીતો
ચતુર=ડાહ્યા
પ્રીછે=જાણે

ચાડી=ચુગલી
મેડક=દેડકો

**પાઠ ૧૪૩ મો**

ચાલ=રીવાજ
છોડીદેવાય=મુકાય
જરૂર=નકી
મુખાઇ=મેવકુફાઇ
બને=થાય
ગળે ઉતારીને=સમજા વીને
ફેરફાર=સુધારો
લગ્નમાં=વિવાહમાં
ભુંડાંગીત=નઠારાંગાણું
ખાદીનાં=વેજાનાં
સસ્તા=સોંઘા

**પાઠ ૧૪૪ મો.**

ફરક=ફેર, તફાવત
કદાચિત્ત=કોઇ વખત
લાંછન=બટો એબ
અટકળ=અનુમાન, અડેડો
ઘટારત=લાયક
તપાસવા=જોવા
જુના=આગળના

**પાઠ ૧૪૫ મો.**

આશીર્વાદ=સારીદુવા
ઇર્ષા=અદેખાઇ
એકાંતે=એકલા
શ્વાસ=દમ
રોજરોજ=હમેશાં
ફેરાં=આટા
કૃપા=મહેરબાની
સલાહ=મત
ફજેતી=ગેરઆબરૂ
દેવડીએ=ડેલીએ
વાટ=ગહ
ખાડોખોદેતેપડે=કરે તેવું ભોગવે.

**પાઠ ૧૪૬ મો**

ખોટું=નઠારૂં
ઠીક=સારો
વહેવારમાં=લેવડદેવડમાં
ફેરફાર=તફાવત
ઝીણીનજરે=વિચાર કરીને
નિશ્ચય=નકી
ઢાંકણું=બંધ
પરાક્રમ=જબરાં કામ
આરંભ=શરૂઆત
ઓચિંતી=એકદમ
ફગી=ફરી
ડગલુ ભરવાની=કામ કરવાની
ફિટકારથી=તુચ્છકારથી
ઉલટ=હોંશ
ડગમગતું=ફરતું અસ્થિર
મદદ=હિમતવાન પુરૂષ
વસ્યું=રહ્યું
મચે-હીંડે
વેઠે=ભોગવે
કાચા=ઓછી હીમતવાળા
પાકા હૈયાવાળા=ખરી હીમતવાળા

**પાઠ ૧૪૭ મો**

ખડબચડા-વાંકાચુકા
રમણીય=શોભાયમાન
પુષ્કળ=ઘણા
આશ્રય-સ્થળ

**પાઠ ૧૪૮ મો.**

ખુબસુરત-ભવ્ય સુંદર
બારીક-ઝીણું સુક્ષ્મ ખુબી વાળું
આડોઆંક-તાજુબ પમાડે એવું અવહદ કારીગરીવાળું
નકર-કઠણ
ખણ્યા=ટોચ્યા

**પાઠ ૧૪૯ મો.**

ભલો=સારો
દીલ=મન
મેહ=વરસાદ
દીઠો=ભાળ્યો
દુરથી=છેટેથી
ભાવ્યો=ગમ્યો.
દીસે=જણાય
ગિરિરાજ=પર્વતનો રાજા

| | | |
|---|---|---|
| દેખતાં=જોતાં | સુગંધી=સારોગંધ | તણે=ને |
| આકાશમાં=ગગનમાં | નિર્મળ=ચોખ્ખાં | પ્રસેવો=બહારો, ધામ |
| વીજજેવો=વીજળી જેવો | ઝરણું=ઝરણુ | પરાં=છેટેનાં |
| ટાણે=વખતે | વહે=જાય | જણાવે=બતાવે |
| બન્યાં=થયાં | ભલા=સારા | જતાંવેંત=જઈએ કે તરત |
| દીપે=શોભે | ઓપે=શોભે | ધુણી=દેવતા રાખવાને ખાડો |
| સોમ=ચંદ્રમા | દેવળોમાં=દેરામાં | જુક્તિ=મજા |
| કાઢી=ઉઘાડી | અગાડી=આગળ | ટેવો=ધારો |
| મહા=મોટા | વસે=રહે | જૈનનાં=શ્રાવકનાં |
| ઝુકી=નમી | ફુલી=ખીલી | ખ્યાત=જાણીતી |
| સ્વાદ=સ્વાદવાળો | વડાં=મોટાં | રચ્યાં=બનાવ્યાં |
| ઝુંડનાં=જથ્થાની | વાસ=રહેઠાણ | સ્થાન=ઠેકાણું |
| મિષ્ટ=મીઠો | બન્યા=થયા | કથા=વાત |
| વસે=રહે | રોજગાર=વેપાર | રૂડાં=સારાં |
| નીરના=પાણીના | બજારો=ચૌટાં | અતિ=ઘણાં |
| શીળો=ટાઢો | માલ=જણસ | જંગ=કાજે |
| વાયુ=પવન | રોજગારી=વેપારી | છંદ=કવિતા |
| હર્ણાં=હરણ | રૂડા=સારા | |
| નિત્ય=હમેશાં | તહાં=ત્યાં | |

## કવિતાના અર્થ.

### પાઠ ૨ જો કવિતા ૧ લી મહારાણીની ગરબી.

(૧) હે પરમેશ્વર ! અમે એટલું માગીએ છીએ કે, એ ઘણાં હેતવાળી મોટી બાપ્પ *વિક્ટોરીઆ ઘણાં વર્ષ જીવો. તમે મહેરબાનીની

* વિક્ટોરીઆ—હાલમાં જે ઈંગ્લાંડના તખ્તપર બીરાજી આપણા પર કૈસરેહિંદ એ નામથી અમલ ભોગવતા તે મહાન પ્રતાપી રાણી તા. ૨૨—૧—૧૯૦૧ ના રોજ સ્વર્ગવાસી થયા.

કરીને એટલું આપો, તો અમે અમારા મનમાં પુરેપુરો આનંદ પામીએ. વિક્ટોરિઆ ઘણાં વર્ષ જીવો.

(૨) એનો ખસે નહિ એવો હુકમ અમારા ઉપર હજો. વળી મેહેરબાની કરીને એને હેમખેમ રાખજો, વિક્ટો૦ એને દિવસે દિવસે ચડતી કળા ને પૈસા થજો, વળી જાત જાતનાં વખાણ પામજો વિક્ટો૦

(૩) એના બધા દુશ્મનને મારી નાંખજો, અને એ નઠારા લોકોની મહેનત ફોગટ થજો. વિક્ટો૦ જગતના ધણીપણાને લાયક છે, એવી જયવાળી કુંવરીનો વધારે જય થજો. વિક્ટો૦

(૪) હે પરમેશ્વર ! એને ખુટે નહીં એટલી દોલત આપજો અને બધી વખતે એની મદદમાં રહેજો. વિક્ટો૦ હે મેહેરબાનીવાળા પરમેશ્વર ! એના બધા દુઃખ કાપી નાંખજો, કે જેની આબરૂ દુનિઆમાં ઘણી બોલાય છે.

(૫) જેના રાજથી બધાં માણસો સુખીઆં થયાં, એનો શણગાર અખંડ રહેજો. વિક્ટો૦ આકરાં દુખ હતાં તે મટી ગયાં અને શરીરે ઘણોજ આનંદ થયો.

(૬) એનો ચોખ્ખો અને વ્યાજબી ન્યાય આખી દુનિયામાં અમરપણાને પામજો. વિક્ટો૦ એની સારી આબરૂ દુનિયામાં પથરાજો કે જેથી કરીને ગુણવાન માણસ પોતાના પુસ્તકમાં ગાય. વિક્ટો૦

(૭) દયાવાળી ને સારા ગુણવાળી રાજસભા શોભિતી દેખાય છે. વિક્ટો૦ એને ચાર ગણી હિંમત મનમાં આવો. હે પરમેશ્વર ! એનું રક્ષણ કરો. વિક્ટો૦

(૮) જેમ અમરવેલીનો વેલો બહુ બહુ વધે છે, તેમ એનો વિસ્તાર વધજો. વિક્ટો૦ દલપતરામ કવિ કહે છે, કે હે સારા માણસો ! એ કુંવરીનો જય જય થાય એમ બોલો. વિક્ટો૦

## (પાઠ ૧૭ મો) કવિતા ૨જી--સંપ વિષે.

જ્યારે સંવત ૧૩૫૧ ની શાલ હતી, ત્યારે દિલ્લીની ગાદીએ અલાઉદીન બાદશાહ બેઠો.

જ્યારે તેના કારભારી મલેકકાફુરને રાજ કરવાની મરજી થઇ, ત્યારે બાદશાહને ઝેર દઇ મારી નાંખ્યો, અને બાદશાહના કુંવરની આંખો ફોડી નાંખી.

પણ એક મહિનો ને પાંચ દિવસ સુખ ભોગવીને નઠારી રીતે મુઓ તમે જરૂર વિચાર કરીને જુઓ કે, સંપ છોડી દીધાથી સુખ થાય નહીં.

દિલ્લી વગેરે દેશોમાં જે જે રાજાઓ થયા, તેમાં જેણે સંપ ન રાખ્યો, તેઓ વગર મોતે મુઆ છે.

કોઇને કુંવરે મારી નાંખ્યો, કોઇને પોતાના ભાઇએ મારી નાંખ્યો, કોઇને પ્રધાને મારી નાખ્યો, અને કોઇને માબાપે (માવતરે) મારી નાંખ્યો.

સારી રીતે સંપ નં રાખવાથી રાજા અને ગરીબ માણસ દુઃખી થાય છે પૈસાથી કોઇ સુખ માનતું નથી, પણ સંપથીજ સુખ થાય છે.

---

## (પાઠ ૨૯ મો.) કવિતા ૩ જી—પ્રાણીપર દયા રાખવા વિષે.

(૧) જુઓ કે પીડા થયાથી જેમ આપણું શરીર દુઃખી થાય છે, તેમ તે બિચારા પ્રાણીને દુઃખ દીધાથી તે પણ દુઃખી થાય છે તેમનામાં આપણા જેવો જીવ છે એમ નક્કી જાણીને, અહંકારમાં આંધળા થઇ પ્રાણીને મારશો નહીં. અરે ! મનમાં દયા લાવો અને પ્રાણીને દુઃખ ન દો.

(૨) જુઓ કે શરીરના બધા ભાગ પરમેશ્વરે બનાવ્યા છે. ને આંનો જરા પણ ભાગ તમારાથી લાખો ઉપાયથી બની શકશે નહિ. માટે વિચાર કરીને મનમાં ઘણી બીક લાવીને દીલમાં દયા લાવો. ને પ્રાણીને દુઃખ ન દો.

(૩) પ્રાણીને ગરીબ જાણીને તેનાપર એકદમ પગ મુકવો નહિ. અને હે મિત્ર ! તેને મારીને નક્કી ખુશી થશો નહિ. વળી તેને મારવાની વાત વધારે વખાણીને કહેવી નહિ. અરે !

(૪) આપણો ને એનો ( બીજા પ્રાણીનો ) બનાવનાર એકજ પરમેશ્વર છે. તથા પરમેશ્વરના મોટા મનનો દીધેલો પ્યાર તેમને પણ મળેલો છે. માટે તેમને હરવા ફરવાનું જે સુખ આપેલું છે તે સુખેથી ભોગવવા દેવું અરે !

(૫) પ્રાણીની શક્તિ ઉપરાંત ભાર ભરીને માર મારવો નહિ, અને એ બીચારા ગરીબ જીવના દુઃખનો વિચાર કરવો એ નઠારૂં કામ કરવામાં પાપ છે એવું જાણીને કોઇ દિવસ પાપનું કામ કરવું નહીં અરે !

(૬) જીવડાંના પગ ને પાંખો તોડી નાંખીને પાપનું કામ કરે છે પછી શુળીમાં પરોવી નઠારી રમત રમે છે. અને તાક માંડી તીર મારીને તેનો નાશ કરે છે. અરે !

---

## (પાઠ ૩૩ મો) કવિતા ૪ થી–સ્વદેશ પ્રીતિ.

આ સારી ભારત ભુમીમાં નિરંતર રહ્યા છતાં આ મારો સારો દેશ, આ મારી સારી ભુમિ, મને પ્રાણથી પણ હમેશાં વહાલી છે એવું જે કોઇ નથી બોલતો, એવો બાપડો કોણ હશે ? (મતલબ કે કોઇ ન હોવો જોઇએ.)

જેનું હૃદય નિરંતર કઠણ વજ્ર જેવું રહેલું છે, અને જેને દેશની લગારે પણ દાઝ નથી, તથા જે જાણે છે કે, મારે કાંઇજ લેવું દેવું નથી (મ. મારે કાંઇ સંબંધ નથી) એવો કોઇ દુષ્ટ માણસ હશે તે પૃથ્વીને ભારે મારે છે.

કદાપી તે બહુ પૈસાવાળો, સ્વરૂપવાન અને મોટા રાજ વૈભવ વાળો હશે, તોપણ તેને સારા માણસો વખાણશે નહીં કારણ કે કાગડા અને કીડાની પેઠે તે પેટ ભરે છે.

ખરો સ્વદેશાભિમાની તેજ કે, દેશીઓનાં દુઃખ મટાડે અને હજારો માણસોનું હમેશાં પાલન કરે; વળી લોકના ભલામાંજ ફાયદો ગણે, તો તેને પુરેપુરા પ્યારથી કોણ ન જુએ ? (મ. બધા જુએ)

( વિદ્વાન હોઇને ) દેશના ભલાને માટે વિદ્વતાનો ઉપયોગ કર્યો નથી, અને ( પૈસાદાર છતાં ) લોકના ભલાને માટે પાઇ વાપરી નથી, વળી ( પોતાના દેશના ભલાને માટે મગરૂરી ધરાવતાં છતાં ) સ્વદેશાભિમાનનાં કામ કર્યાં નથી. તેણે પોતાની ફોગટ જીંદગાની ગુમાવીને (જીંદગીનું ) શું સાર્થક કર્યું ? (મ. કાંઇ નહીં )

ભાગ્યશાળી પુરૂષ પરદેશમાં ઘણો વખત રહીને પોતાના વતનમાં જાય, અને જ્યારે વિખુટાં પડેલાં સગાંવહાલાં, તથા સ્વદેશ ભુમિને હેતથી મળે, ત્યારે કહો કે, આનંદનાં આંસુ કોને ન આવે ? (મ. બધાને આવે. )

---

## (પાઠ ૩૮ મો) કવિતા ૫ મી—વિચારીને બોલવા વિષે.

(૧) સારાં વચનથી હમેશાં હેત વધે છે. અને નઠારાં વચનથી હમેશાં કજીઓ થાય છે. માટે કાંઇ પણ વિવેક લાવીને હે ભાઇ ! વિચારીને વચન બોલો.

(૨) સારાં વચનથી બધી દુનિયા વખાણ કરે છે, અને નઠારાં વચનથી માણસોમાં આબરૂ જણાતી નથી. માણસની ચડતી પડતી જીભથીજ થાય છે. માટે હે ભાઇ૦

(૩) જુઓ કે, માણસો પોપટને ઘેર પાળે છે, અને ઘુડ પોતાના માળામાં પણ સુખે સુખ રહેવા પામતું નથી. એ બધું બોલીનું કારણ જાણીને હે ભાઇ૦

(૪) હે ભાઇ! સારી જીભે સારૂં બોલીને સારાપણું તો લે! અને નઠારી જીભથી લોક નઠારૂં બોલસે. પછી ભલે ગરીબ, રાજાનો કુંવર, કે રાણી હોય! માટે હે ભાઇ૦

(૫) સારાં વચનથી દુધ, દહીં ને ઘી દેસે. અને જેની બારે કિંમત બેસતી હશે, તે થોડી કિંમતે આપશે. પણ નઠારાં વચનથી કોઇ પાવળું પાણી પાશે નહીં. માટે હે ભાઇ૦

(૬) માણસો મોઢેથી જે વચન બોલ્યા, તે જેમ થુંકેલું પાછું ગળાતું નથી. તેમ બોલેલું વચન પાછું મોંમાં લેવાતું નથી પણ પાછળથી પસ્તાવો ને નુકશાન થશે. માટે હે ભાઇ૦

(૭) છરાનો ઘા વાગ્યો હોય, તો તેનો ઉપાય ઝટ મળે છે. જેમ કાચની કોઠી કાણી થઇ તે મટતી નથી, તેમ નઠારાં વચનનો ઘા કોઇ દિવસ રૂઝાતો નથી. માટે હે ભાઇ૦

(૮) સારો કે નઠારો તોપરૂપી અવાજ હવામાં એકદમ જતો હોય, તો તમે કહો કે એ કેમ રોકી શકાય? (મોઢામાંથી નીકળેલો સારો કે નઠારો અવાજ રોકો શકાશે નહીં) માટે હે ભાઇ૦

(૯) વિચાર કરીને વચન બોલશો, તો કોઇ દિવસ તમારૂં કામ બગડશે નહીં ×**દલપતરામ** કવિ કહે છે, કે સારા માણસોજ ગંભીરાઇ રાખે છે,

---

× દલપતરામ—શ્રીમાળી બ્રાહ્મણ હતા, અને આ કવિ અમદાવાદમાં રહેતા.

## (પાઠ ૪૮ મો) કવિતા ૬ ઠી માનો ગુણ ભાગ ૧ લો.

(૧) હું નાનો બાળક હતો, ત્યારે ઘોડીઆમાં સુતો. તે વખતે ઘણો રોઉં, તો મને છાનુ કોણ રાખતું ? અને મને દુખી જોઇ દુખી કોણ થાતું ? હે ઘણા હેતવાળી દયાળી મા તું જ૦

(૨) પોતે ભીનામાં સુઇ મને સુકામાં સૂવાડે, અને હું મારા શરીરે દુઃખ પામું, તો પોતે સારૂં સારૂં ખાવાનું છોડી દેતી. મારા સુખને માટે કડવાં ઓસડ કોણ ખાતું ? હે ઘણાં૦

(૩) મને છાતી સાથે લઇને બચી કોણ લેતું ? અને સારૂં સારૂં ખાવાનું છોડી દઇને મને કોણ આપતું ? વળી મોઢેથી સારાં હાલરડાં મને કોણ ગાતું ? હે ઘણાં૦

(૪) હું પડી જાઉં કે અથડાઇ જાઉં, તો ખમા ખમાના વચન બોલી આંખમાંથી હેતના પુરાં આંસુ કોણ લાવતું ? અને પછી પોતાનું દુધ કોણ પાતું ? હે ઘણાં૦

(૫) મને પરમેશ્વરની સેવા કરવાની કળા કોણ કેતું ? જેથી કરીને દુઃખ ને પાપ જાય ને મોક્ષ મળે. મનમાં ફિકર રાખી મારૂં સારૂં કોણ ઇચ્છતું ? હે ઘણાં૦

---

## (પાઠ ૪૯ મો) કવિતા ૭ મો માનો ગુણ ભાગ ૨ જો.

(૬) જેમ પાણીની સાથે માછલીનું હેત લાગેલું છે તેમ તારૂં હેત જગતું સુધી તેવું છે. તે હિસાબે ગણવાથી ગણી શકાતું નથી હે ઘણાં૦

(૭) તેં જે કઠણ અને ઘણાં મુલવાળી ચાકરી કરી છે, તે શુ હું ભુલી જઇશ ? હમેશાં તારો ચાકર થઇને તેનો બદલો વાળી આપીશ હે ઘણાં૦

(૮) હે આનંદના આપનાર પરમેશ્વર ! મને મારી માએ જેવો ગુણ કર્યો છે, તેનો બદલો વાળવાને હમેશાં તું યોગ્ય વખત આપજે હે ધણી૦

(૯) આ આઠ છંદ સાંભળીને શીખે, અને પછી હેતથી હમેશાં મોઢે કરે, તો પરમેશ્વર રાજી થઇ બધે ઠેકાણે સુખી રાખશે, આવા સારા છંદ દલપતરામ કવિએ બનાવ્યા છે.



## (પાઠ ૫૮ મો) કવિતા ૮ મી–શામળભટની રામસ્યા.

(૧) એક પુરૂષે બીજા પુરૂષને ગળ્યો, તેથી તેનું શરીર શોભે છે, હે ! સારા માણુસો તમે સમજો, ઉત્તર જામો ( મતલબ કે માણુસ જામો પેહરે છે, એટલે જામો માણુસના શરીરને ગળે છે.)

(૨) સારા કુળમાંથી પેદા થઇ, ને તેના બાપના બાપ સાથે લગ્ન કરયું. (મેળવણ કરયુ) હે સારા માણુસો! તમે સમજો ઉત્તર છાશ ( દુધનો બાપ દહીં, ને દહીંનો બાપ છાશ.)

(૩) છસંગ ગારે છે, પણ હણીયું નથી. મોં ઉંચું છે, પણ મોર નથી. હે ! ડાહ્યા માણુસો તમે સમજો, ઉત્તર દેડકો.

(૪) પીળો છે. પણ પોપટ નથી. કાળો છે, પણ નાગ નથી, ઉડે છે પણ કાગડો નથી. ઉત્તર ભમરો.

(૫) સ્ત્રી છે, પણ બળ વગરની નથી. કાળી છે, પણ કોયલ નથી. દરમાં રહે છે, પણ નાગણ નથી એનો જવાબ બોલ ? ઉત્તર તરવાર.

(૬) બાજે છે પણ વિદ્વાન નથી પુર્યો છે પણ ચોર નથી ડાહ્યા માણુસો તમે સમજો કે મીઠું મીઠું બોલે છે, પણ મોર નથી ઉત્તર પોપટ

## (પાઠ ૬૯ મો) કવિતા ૯ મી-ભલું ભુંડુ કરવા વિષે.

(૧) માણસનાં મીઠાં વચન મોગરાના બી જેવાં છે, અને કડવાં વચનને કૌવચના બી જેવાં કહેવાં. મોગરાના બીમાંથી કૌવચ કોઇ દિવસ થાય નહિ, તેમજ કૌવચમાંથી મોગરો થવાની જરા પણ આશા રાખવી નહિ. ( મતલબ કે સારાં વચનમાંથી નઠારાં વચનની આશા લાવવી નહિ. )

(૨) એકવાર આપણે વિવેકથી વિચાર કરીને જુઓ, કે જેવાં બી વાવીએ તેવાં ઝાડ ઉગે. (મતલબ કે જેવું કરીએ તેવું ફળ પામીએ ) હેત અને અદેખાઇ મેળવવાનો ઉપાય આપણાજ હાથમાં છે તેમાં દલપતરામ કવિ કહે છે, કે દુનિયાનો વાંક કાડવો નહિ.

(૧) નમસ્કારનાં વચન કહ્યાથી નમસ્કારનાં વચન સાંભળો અને તમે કદી વાંકુ બોલો, તો તે તમારૂં વાંકુ બોલશે. સારાં વચન કહ્યાથી સારા વચન સાંભળો. લુચ્ચો કહ્યાથી લુચ્ચો કહેશે ચોખ્ખાઇના વચન કહ્યાથી ચોખ્ખાઇના વચન સાંભળો. અને ગોબરો કહ્યાથી આપણને ગોબરો કહેશે. માણસોમાં માણસ જેવાં વચન બોલે છે તેવાજ તુરત ઉત્તર મળે છે.

---

## (પાઠ ૮૭ મો) કવિતા ૧૦ મી-પિતાની સેવા ભાગ ૧ લો.

(૧) હું જ્યારે નાનો છોકરો હતો, ત્યારે મારા બાપે મને ખવરાવી પીવરાવીને મોટો કર્યો, અને સારી રીતે રાજીરાજી રાખતા હે પિતાજી! એ સારો ઉપકાર હું કેમ ભૂલી જાઇશ ?

(૨) મેં જે વખતે છાતી ઉપર ચડીને મુક્કો તાણ્યો, તે વખતે આપ કોઇ દિવસ મનમાં રીસ લાવ્યા નહિ, અને મોઢેથી મેં જે જે કીધું, તે હા હા કર્યું હે પિતાજી!

(૩) સારી શિખામણ આપી સુધાર્યો, વળી વિદ્યા ભણાવી વિવેકમાં વર્તાર્યો. અને સારી વાતના સારા રસ્તા બતાવ્યા હે પિતાજી !

(૪) કોઇ દિવસ શરીરે ઘણાં દુઃખ વેઠીને, મને છાતીમાં લઇ છત્રીની પેઠે છાયા કરતા (મારૂં જતન કરતા) અને પોતાના જીવ કરતાં વધારે હેત લાવતા. હે પિતાજી !

(૫) મને જોઇને ઘણોજ આનંદ પામતા, અને મોઢેથી જે વસ્તુ માગું તે લાવી આપતા. એ બધા ઉપકાર જે નઠારો છોકરો હોય, તેજ ભૂલી જાય. હે પિતાજી !

(૬) હું મોટા વાંકમાં આવું, તો ગરીબ જાણીને મનમાં દયા લાવી થોડી શિક્ષા કરતા પણ હેત છોડી દઇને કોઇ દિવસ શરીરે દુઃખ દીધું નહિ હે પિતાજી !

(૭) મને ભણાવી ગણાવીને નસીબવાન કર્યો. તથા હલકી ને ખરાબ ટેવ મુકાવી; જેથી કરીને માણસોમાં આબરૂ ફેલાઇ રહી હે પિતાજી !

(૮) મેં જે સારો લાવો લીધો, ને જે હવે સારો લાવો લઇશ, તે બધો ઉપકાર હે પિતાજી ! હું તમારોજ ગણું છું. મારા સુખને માટે હમેશાં સારા ઉપાયો કર્યા. હે પિતાજી !

(૯) મને જોઇને આંખમાં પાણી લાવીને છાતી સાથે લગાવી હેતથી દાબતા, અને મ્હોડેથી મીઠાં મીઠાં વચન બોલતા. હે પિતાજી !

(૧૦) હું આજ સુધી અણસમજુ બાળક હતો, જેથી તમારો એક ગુણ મનમાં લાવ્યો નહિ. હવે હું આજથી જાણીતો થયો. હે પિતાજી !

(૧૧) જો પરમેશ્વર જીવતો રાખશે, ને હું ને તમે કેમજેમ

લશું, ( જીવતા લશું ) તો હમેશાં સાચા હેતથી તમારી સેવા કરીશ હે પિતાજી !

(१२) આ સારા છંદ હોંશથી જે શીખે, તો તે માબાપની શેવા કરશે, અને નઠારા થશે નહીં. સારૂં જ્ઞાન લઇ, સારા કામે વળગશે, આ સારા છંદ **દલપતરામ** કવિએ બનાવ્યા છે.

---

## (પાઠ ૯૬ મો) કવિતા ૧૨ મી–ચોરીના માલ વિષે.

(૧) પકવ્યા વિનાનો પારો અનાજમાં ખાવો તેવોજ ચોરીનો પૈસો છે. કાચી હડતાલ ખાવી, તેવોજ ચોરીનો માલ છે. ( મતલબ કે પકવ્યા વિનાનો પારો જેમ પચતો નથી, તેમ ચોરીનો પૈસો રહેતો નથી. )

(૨) માથા ઉપર જેમ મોત ફરે છે, તેવોજ, ચોરીનો માલ છે. કૌચને અડતાં જેમ ચામડી ઉપરથી આવેછે, તેવોજ ચોરીનો માલછે.

(૩) ગાળામાં જેવી ગાળો દે છે, તેવોજ ચોરીનો માલ છે. માથે ખોટાં તોહોમત મુકે છે, તેવોજ ચોરીનો માલ છે.

(૪) દેવતાની જેવી ઝાળ છે, તેવોજ ચોરીનો માલ છે. કોઇ માણસ જીવતી માખી ગળે, તે જેમ પચતી નથી તેમ ચોરીનો માલ પણ પચતો નથી.

(૫) આખા કોળાનું શાક થાય નહિ, અને વામીટામાં સાંગેલું જાય, તેનો જેવા જેવી મજા થાય; તેવાજ ચોરીનો માલ છે.

(૬) એક છછુંદરને સાપ મોઢામાં પકડે, તો તે ગળતાં પોતે તરત મરી જાય છે અને છોડી દે, તો તરત આંધળો થાય છે, તેવોજ ચોરીનો માલ છે.

(૭) માળી વાડને રસ્તે મોકળા રાખે, તો બકરૂં કાઢતાં ઉંટ પેસી જાય છે. અને ધ્રાંસ કાઢતાં સાલ પેશી જાય છે, તેવોજ ચોરીનો માલ છે, ( મતલબ કે થોડું દુઃખ કાઢવા જાય, ત્યાં વધારે આવી પડે છે )

(૮) દહાડો કે રાત છાની વાત રહેતી નથી. અને વાત વાએ ઉડી જાય છે તેનો અટકાવ કરતાં થાય નહિ જેમ બિલાડી એક મોભારેથી બીજે મોભારે જાય છે, તેમ વાત પણ એક ઘેરથી બીજે ઘેર જાય છે.

---

## (પાઠ ૧૦૬ મો) કવિતા ૧૩ મી–સપુત કપુત વિષે છપ્પા.

(૧) પોતાનું રળેલું ખાય, અને બાપથી સવાગણું કરે. પોતાના શરીરને હમેશાં કામમાં લાવીને કુળની ખામી હોય તે ઢાંકે.

(૨) જેનાં પાછળથી દુનીયા વખાણ કરે, ને જુઠું જોઇને જેનું મન દાઝે સારા માણસ, દાતાર, શૂરા, તેજસ્વી એઓના મનથી શરમાવ્યો શરમાય એવો હોય.

(૩) વળી જેની આબરૂના કવિ માણસ વખાણ કરે, અને ઉપલા બધા સારા ગુણ મનમાં લે, તો, +**શામળકવિ** કહે છે, કે હું સાચે સાચું કહું છું, કે બધા તેને સારો છોકરો કહેશે.

(૪) કુળની જરા પણ આબરૂ રાખે નહિ, અને બાપની દોલત પણ ખોઇ નાંખે. દુસ્મનને પગે જઇ માંથું નમાવે અને નહારા માણસ આગળ દુઃખનું રૂદન કરે.

(૫) કુળને કંલકીત કરે અને બાપનું વચન લોપે સારા માણસને દુઃખ દે, અને પોતાની છાની વાત હોય તે ઉઘાડી કરે.

(૬) પારકાને તમે થઇ અનાજ ખાય, અને લાજ કે વિવેક રાખે નહીં શામળકવિ સાચે સાચું કહે છે, કે લોકો તેને નઠારો છોકરો કહેશે.

---

## (પાઠ ૧૧૯ મો.) કવિતા ૧૪ મી—સંપ વિષે.

(૧) જ્યારે દુનિયા થઇ, તે વખતે બધા માણસો વગડામાં રહેતા અને એક બીજાથી બીતાં, તે વખતે જરાએ સંપ નહોતો.

(૨) પહેરવાને છાલો અને પાંદડાં હતાં, અને ખાવાને વગડાનાં ફળ ને ફુલ હતાં, વગડામાં રહીને શરીરે ઘણુંજ દુઃખ ભોગવતાં.

(૩) પછી પરમેશ્વરે સંપ કરવાની સારી બુદ્ધિ આપી, અને એક બીજાની મદદથી સારાં ઘરબાર થયાં.

(૪) જેમ સારો સંપ ઘણો વધ્યો તેમ હરકત હતી તે ભાગી ગઇ અને માણસો દુઃખી ન થાય, એવા ધારા બાંધ્યા.

(૫) બળાવગરના ને બળવાળાં બધાં સુખી થયાં ને દુઃખ હતાં તે નાશ પામ્યાં. એ બધું કારણ સંપનું છે, તે તમે નક્કી જાણો.

(૬) બધાં સુખ સંપમાંજ રહેલાં છે. અને જ્યાં સંપ નથી ત્યાં દીલગીરી છે. સંપથી પૈસો મળે છે, અને માણસોમાં આબરૂના વખાણ થાય છે.

(૭) ત્રાગડો તોડવાની બધાની હિંમત હોય છે. પણ જથ્થો મળીને જાડું (રાંઢવું) થયું હોય, તો તે કોઇ કાપી શકતું નથી.

(૮) જો કુટુંબમાં સંપ કરીએ, તો પછી દુશ્મનથી કાંઇ થાય નહીં. ઝાડ પણ જથ્થામાંજ રહી શકે છે. ને એકલું હોયતો નાશ પામે છે.

(૯) છોકરાં પોતાની પાસેના પથ્થરા ભાંગી તોડી નાંખી દે છે પણ જો તેનો ગઢ બનાવીએ તો ચોરની બીક રહેતી નથી.

(૧૦) જ્યારે વરસાદનો ફેલાવ થાય છે, ત્યારે ધુળને ધોઇ, ખેંચી જાય છે પણ જો તેની મોટી પાળ બનાવીએ, તો તેનું સરોવર બને છે.

(૧૧) તેમ તમે બધા માણસો મળીને બધે ઠેકાણે સંપ કરો. અને દલપતરામ કવિ કહે છે, કે ભાગે પડતાં દુઃખ ને સુખ ભોગવો.

---

## ( પાઠ ૧૨૨ મો. ) કવિતા ૧૫ મી બોલ્યું પાળવા વિષે.

(૧) નિયમ વગરના માણસો બહુ બોલી વાળે છે, પછી પોતાનું એકે વચન પાળતા નથી. તમે તેવી નઠારી ટેવ રાખશો નહીં. માટે જેટલાં વચન પાળી શકાય તેટલાં વિચારીને બોલો.

(૨) જે પુરેપુરૂ વચન પાળે છે. તેની આબરૂ વધે છે અને જેનું વચન જુઠું પડે છે, તેની આબરૂ ઓછી થાય છે. પછી સ્ત્રી કે પુરૂષ કોઇ તેનો વિશ્વાસ રાખતું નથી. માટે જેટલા૦

(૩) પૈસો જાયતો ભલે, પણ વચન જવા દેશો નહીં (અરે ! એ બાબત (પૈસો જવાથી) હું કાંઇ પણ દીલગીરી લાવતો નથી, મનમાં ધીરજ લાવીને એવી ટેક રાખો. જેટલા૦

(૪) ઘણા સાચું બોલનાર શૂરવીર માણસો સાંભળ્યા છે. તેઓ પોતાના વચન માટેજ મુઆ, એવી જુની રીત છે. અને તેમની આ લોકમાં ફાયદાકારી આબરૂ વધી. માટે જેટલા૦

(૫) જે બોલે તે પાળે તેને મોટા માણસ જાણવો. અને જે વચન ખોઇ નાંખે તેને ખરેખરો નઠારો માણસ જાણવો. અરે ! એતો પોતાની આબરૂ ઉતારી નાંખશે માટે જેટલા૦

(૬) જે કૂતરો ભસે છે, તે ઘણું કરીને પગે કરડતો નથી. માટે લબાડી માણસને કૂતરાની ઉપમા આપી છે. (મ. લબાડી માણસ કૂતરાની પેઠે લવલવ કરે છે ) લવલવ કરવાથી આબરૂ જવાનો વખત આવે છે. માટે જેટલા૦

(૭) શરીરે સુખ થાય કે દુઃખ થાય, તોપણ રાતને દિવસ એજ રીતે રહેવું. (મતલબ કે બોલવું તે પાળવું) જેથી કરીને સારા લોકમાં ફાયદાકારા આબરૂ પામશો.

(૮) સુતાં ઉઠતાં અને બેસતાં સાચેસાચી વાત કહેવી જો તમારી શક્તિ કાચી હોય, તો મોટું વચન કહેવું નહિ. જેથી કરીને જંપીને સારે ઠેકાણે બેસશો. આ સારા છંદ **દલપતરામ કવિએ** બનાવ્યા છે.

---

## (પાઠ ૧૨૯ મો) કવિતા ૧૬ મી કષ્ટનષ્ટાષ્ટક.

(૧) હે પરમેશ્વર ! હું તો તમારો હમેશાં ચાકર છું. અને હે પરમેશ્વર, તું મને મારા જીવથી પણ વધારે વહાલો છું. મને તમે ચણો હરખ આપો હે કૃપાવાળા ! મારૂં મોટું દુઃખ જે તે કાપી નાંખો.

(૨) હું પુરેપુરો નઠારો પાપી જીવ છું, તો પણ તમે તો દયા વાળા દેખાઓ છો, જો તમારી છાપ છાપો તો મારાં બધાં પાપ નાશ પામે. હે કૃપાવાળા !

(૩) સાચામાં સાચો સગો તો હે પરમેશ્વર ! તુંજ છું હું શી વાત કરીને ફોગટનો તકરાર કરૂં ? તમે મારા માથા ઉપર હાથ મુકો, તો બધું સારૂં થશે. હે કૃપાવાળા !

(૪) મને આ વખતે નિરાંત કોણ આપે ? અને તમે કહો કે

તમારા વગર માગ પાપ ને દુઃખ કોણ કાપે ? હું તો બાળક છું અને તમે તો મોટા બાપ છો, હે કૃપાવાળા !

(૫) મને આજ આ દુખમાંથી બચાવો અને દીલગીરી રૂપી દરિયામાંથી ઝટ ઉતારો, હે પરમેશ્વર ! મારા બધા પાપનો નાશ કરો, હે કૃપાવાળા !

(૬) તમે બધે ઠેકાણે હમેશાં મારી સંભાળ લીધી, અને મેહેરબાનીની રીતે દુઃખની વખતે મદદ કરી તમારા વિના અમારો પોકાર કોણ સાંભળે ? હે કૃપાવાળા !

(૭) હું તો મનમાં એક આપનીજ આશા રાખુ છું અને આપની આગળ ગરીબી વાણીથી બોલું છુ કે, મારાં પાપ માફ થવાને ગણુતરી કરો. હે કૃપાવાળા !

(૮) મોટા જુસ્સો લાવી મારી મદદે આવો. જ્યારે આપની નજર થશે, ત્યારે મારી તમામ દીલગીરી નાશ પામશે. પછી ફજીઓ કે બળાપો રહેશે નહીં. હે કૃપાવાળા !

(૯) દુઃખને નાશ કરનારા આ, આઠ છંદ વડે કોઇ પ્રાણી પુરેપુરૂં હેત લાવીને પરમેશ્વરની પ્રાર્થના કરે, તો તેનાં બધાં કામ થાય અને ખમે નહીં એવે ઠેકાણે બેસે આ સારા છંદ **દલપતરામ કવિએ** બનાવ્યા છે.

---

## (પાઠ ૧૪૨ મો) કવિતા ૧૭ મી—નામ વિષે.

(૧) નામની મોટાઇ નાખે, એવો કોઇકજ વિરલો પુરૂષ હોયછે. નામતો હેરાણી હરી પાડે છે, પણ તે નાનપણમાંજ મરી જાય છે.

(૨) નામ તો રણછોડ હૈય છે પણ બાજ ભરે છે એ મોટી ખામી છે નામ તો જેગીદાસ હોય છે પણ પમે બે સ્ત્રીઓ રાખે છે.

(૩) નામતો સુરજના જેવું હોય છે પણ આંખે કાંઇ દેખતો નથી નામતો સાકર અને મીઠાની રીતના હોય છે પણ બોલી કડવી ઝેર જેવી બોલે છે.

(૪) હીરો મોતી અને ઝવેરદાસ નામ હોય છે પણ પાસે ખોટો પૈસો પણ હોતો નથી મંગળ સુખમલ અને કલ્યાણ નામવાળાની પાછળ ઘણુંજ દુઃખ વીંટાએલું હોય છે.

(૫) નામ તો વાઘ અને હાથીની રીતના હોય છે પણ તેનાથી શેર ભાર પણ ઉપડતો નથી. દેવકૃષ્ણને રામ જેવાં નામ વાળા કોણ જાણે કેવાંએ કામ કરે છે !

(૬) નામ તો પનોતો હોય, પણ છોકરો મળે નહી. નામ તો હીર હોય પણ સુતર રાખે છે. ધનપાળ નામવાળો ધંધો કરે. અને ધરણીધર નામવાળો મજુરીએ ફરે છે.

(૭) ગીરધર નામ ઘણાનાં સારાં હોય છે, અને દેવોબાઇ ભાર ઉપાડે છે. ડાહ્યો માણસ તે ગાંડા વચન બોલે છે. અને સાચા નામવાળો ઓછું તોળી આપે છે.

(૮) ભલો નામ ઝુલાવો ખવરાવે છે, અને સંતોષી નામવાળો ઓછું ખાય છે, રાજારામ કોઇ આગળ બીખ માગવા જાય છે અને પેલા નામવાળો બધાને શીખામણ દે છે,

(૯) નામ તો નાનો હોય, પણ ઘરડો હોય છે અને પ્રતાપ નામવાળાને કોઇ જાણતું એ નથી ચતુર નામ હોય તે ચાડી કરે ને નામ નામવાળો દેડકાથી બીએ છે પરમેશ્વરની જો મેહેરબાની હોય, તો નામનું પાણી કોઇકજ રાખે છે,

---

(પૃષ્ઠ ૧૯૯ મો) કવિતા ૧૮ મી—આબુનું વર્ણન.

(૧) છેટેથી (આબુપર્વત) જોતાં મનને સારો ગમ્યો જેમ આકાશમાં વરસાદ ચઢી [illegible]

દેખાય છે એવો પર્વતનો મજા આબુ આજ દીઠો.

(૨) શોભિતી પુનમની સાંજની વખતે સૂર્ય ને ચંદ્ર જાણે ઘંટ બન્યા હોયની! એવો દેવના હાથી જેવો શોભી રહ્યો છે એવો પર્વતનો.

(૩) કોઇ દિવસ ઉપર જઇને આંખ ઉઘાડી; જુઓ તો ઝાઝા ઝાડના જથ્થાવાળી ઝાડી ઝુકી રહી છે, અને મોટા સ્વાદ વાળો મીઠો મેવો ત્યાં મળે છે. એવો પર્વતનો.

(૪) ત્યાં વાઘ, વાંદરાં, સિંહ, ને હરણ રહે છે. અને ચોખ્ખા પાણીનાં ઝરણુ હમેશાં ઝર્યાં કરે છે. વળી ત્યાં ઠંડો ને સારી ગંધવાળો પવન વાય છે. એવો પર્વતનો.

(૫) ત્યાં સારા ફુલની ફુલવાડી ખીલી રહી છે. અને તેની આગળ કુવા, વાવ અને કુંડ સારા શોભે છે. વળી મોટા દેરાંમાં દેવનું રહેઠાણ છે. એવો પર્વતનો.

(૬) ત્યાં બંગલા અને બજારો થઇ. અને સારા વેપારી ત્યાં વેપાર કરે છે. વળી જેને જેવો માલ લેવો હોય, તેવો મળે છે. એવો પર્વતનો.

(૭) ત્યા તેર ગાઉના ઘુમટવાળા તળાવમાં અગિઆર ગામના લોકો પાણી પીવા આવે છે. જ્યાં જેઠ મહિનામાં પણ પરસેવો દેખાતો નથી. એવો પર્વતનો.

(૮) અષાડ મહિને છેટેનાં વાદળાં પાસે આવે છે. અને જતાંવેત જોવાની મજા બતાવે છે. તે વખતે તમે વાદળાંને, ધુણીનો ધુગાડો ધારશો. એવો પર્વતનો.

(૯) ત્યાં જૈન અને હિંદુના જુનાં ઠેકાણાં છે, અને તેમાં ઘણી જાણીતી અંબુદા દેવી છે. આ બધી વાત જાણવા માટે ક્હી છે. આ સારા છંદ દલપતરામ કવિએ બનાવ્યા છે.